( નવીન ગાયનરૂપી )

# ઇશ્વર પ્રાર્થના.

બનાવનાર

## દ્વારકાં વાલખીલ્ય જ્ઞાનવર્ધક મંડળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ઉપાધ્યા ભીમજી કહાનજી.**

(ગીતી.)

આર્ય જનો હું પ્રીતે, લઘુ પુસ્તક આ અર્પણ કરૂં તમને,
વાંચો—વાંચો—વાંચો—સાર લેવાને ઊશ્કેરો મનને.
પ્રભુનું નામ લેવાએ અને વળી મન રંજન બહુ થાએ,
એવા ગુણો રહ્યાછે, વાંચવાથી તત્વ તેનું જણાએ.

આવૃત્તિ ૧ લી, પ્રતી ૧,૦૦૦

મુંબઈ,
" વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસમાં "
કાલિદાસ મોતિરામ દ્વિવેદી
વાંકાનેરવાલાએ છાપ્યું.

સંવત ૧૯૫૦, સને ૧૮૯૪.

કિંમત બે આના.

૫૯૫૫

શ્રી

નવીન.

ગાયન રૂપી.

# ઈશ્વર પ્રાર્થના.

---

( નમું પદે ગિરિજા પતિને—એ રાગ ) ૧

નમું સિધ્ધેશ્વર સિદ્ધ મૂરતિ. ટેક.

જ્ઞાનવાવ ગંભીર અતિ સુંદર વડની શોભા સારી.
સ્તુતિ કરે શીર નામી સેવક આવી, નમું સિધ્ધેશ્વર૦
પાસે બીરાજે હનમંત
શોભે સુંદર ગજાનન
અંગે ભસ્મ લેપન કરે લોક દર્શન,
નંદી અને કુબેર ભંડારી પાર્વતી ગંગા નારી,
પ્રેમધરી-દયાકરી-ગ્રહો હસ્ત હરી- નમું સિધ્ધેશ્વર૦

---

( હાડા મહારાજ તમે કોપ કરોકાં એ રાગ ) ૨

હસ્ત જોડીને કૃપાનાથ વીનવીએ,
સદાશીવ—સદાશીવ—સદાશીવ—સદાશીવ,
નાથ—નાથ—નાથ—નાથ—

નંદીની સ્વારી અરધાંગેનારી, જટામાં વારી ગંગાજી નારી.
ભાંગના અહારી, ત્રિશુળ ધારી, વિનંતિ મહારી આપો સ્વીકારી.
વસો સ્થાન મયાળુ તમે, મેહેર કરો મયાળુ તમે શંકરછો કૃપાળુ
તમે ભોળાને દયાળુ તમે, નાથ—નાથ—નાથ—નાથ—
દયાળુને-ભોળાતમે-કૃપાળુછો-શંકર-તમે-
મયાળુ-મેહેર-કરો-તમે-મયાળુ-સ્થાન-વસો-તમે-
નાથ—નાથ—નાથ—નાથ—

---

( નીશ-દીન-તમ-અમ-કરોજી-શહેર એ રાગ ) ૩

વારંવાર વિનંતિ કરીએ સિદ્ધનાથ.
એકવાર ગ્રહો મમ હસ્ત ઓ શંકર સ્વામી
વિનંતિ કરીએ શંકર હસ્ત જોડી શીરનામી-નાથ-૧
નીર સાગરનું જોરથી ગાજે, વડનીચે હનુમંત બીરાજે;
નંદી અને કુબેર ભંડારી, શોભા જ્ઞાન વાવતણી ન્યારી;
દરશન કરતાં દુ:ખ પરહરતાં, શંકર સ્વામીથી ભવ તરતાં નાથ ૨
જટા મધ્યે ગંગા બીરાજે, શીવ અરધાંગે પાર્વતી છાજે.
આગળ દુંદાલા ગણપતિ ગાજે, આરશ ચોકમાં ઘંટા વાજે.
પખાજ ઠનનન આરતી ઝનનન, નોબતવાજે ધનનન નાથ ૩
જે જન શીખે સુણેને ગાએ, સિદ્ધનાથ તણો મહીમાયે.
પ્રાશ્ચિતપ્રલે તેહનાં થાએ, શીવનાં દર્શનથી દુ:ખ જાયે.
શીવકૃપાળુ નાથ દયાળુ, દાસના છો સૌ સંકટ ટાળુ નાથ ૪

---

( પ્યારા દાસીહું તારી એ રાગ ૪ )

વિશ્વનાથ ગ્રહોમુજ હાથ-ટેક
કૈલાશમાં પ્રભુ વાસ કરોછો
ભકતો તણાં તમે દુ:ખ હરોછો
છો પ્રભુ દીના નાથ-વિશ્વનાથ- ૧
વાઘ તણું અતી સુંદર આસન
કર્યુંછે અંગે ભસ્મ લેપન
શોભે અતિશે બીલી ચંદન
છો પ્રભુ દીના નાથ—વિશ્વનાથ- ૨
દાસ કહે સુણો વિનંતી અમારી
દરશન-કરતાં-જાઉં-બલીહારી
છો-પ્રભુ-દીના-નાથ—વિશ્વનાથ- ૩

---

( નીરલજ નીરલજ એ રાગ ૫ )

હે પ્રભુ ઓ પ્રભુ સંકટ સર્વ હરતુ મારાં ટેક.
જય દિગંબરે તું મહેશ્વરે
તુજ કૃપા થકી ભવ સાગર તરે

દુઃખ નીવારણ સુખનું કારણ-તું મહેશ્વરે
અહો-કૃપાનાથ-ગૃહીને હાથ-એકવાર-પાર ઊતાર
હે વિભુ-સંકટ સર્વ હરતું મારાં-હે પ્રભુ-

---

(જના વરોની બોલીપ્યારી એ રાગ) ૬
શીવ શંકર ભોળા સ્વામી—ટેક
કહું કર જોડી શીર નામી--(બેવાર)-શીવ
નીલ પહાડ ઊંચો આકાશ.
તેની ઊપરછે કૈલાશ.
સદા શીવજીનો ત્યાં વાશ

---

(ચલતી)

સેવક સરવે ભેળા થાએ, સદા શીવ તણા ગુણ ગાએ
સુણી સોજન આ ચરત થાએ, દીલમાં આનંદ નવ સમાએ
નરનારની મેદની જામી-શીવ શંકર-૧
મીણાકારી મંદિરમાં કામ.
નીરખી મોહ પામે તમામ.
ધરે દર્શનની દીલ હામ.

---

(ચલતી.)

જટા મધ્યેં ગંગા છાજે, અરધાંગે ઊમીઆ બીરાજે
આગળ ઓખા ગણેશ ગાજે, ધન ધન દુંદભી વાજા વાજે
ભૂત પ્રેતની મંડળી જામી—શીવ શંકર-૨
સોહે શીવજી કો મૃગ છાલા
ગળેનગાલપટતે કાળા.
ગૃહી હસ્ત મધ્યે રૂંઢ માળા.

---

(ચલતી.)

નંદી શીવતણું વાહન, બીલી પત્ર ચડાવે જન
અંગે સુંદર ભસ્મ લેપન, શોભે ગુલાબને ચંદન

ભાંગ ધતુરાની નહીં ખામી—શીવ શંકર-૩
થવા આવ્યો સાયંકાળ
રચ્યો સુંદીર તકતે માળ.
હાંડી ઝુમર ઝાક ઝમાળ.

( ચલતી )

ઘંટા નાદ શંખને સાજે, નોબત ધન-ધન-કરતી ગાજે
સહ કુટુંબે શીવ બીરાજે, સેવક જય જય કરતા ગાજે
દાસ આરતી કરે શીરનામી. શીવશંકર— ૪
શીવની વિનંતી જે કરશે,
ભવ સાગર તે જન તરશે,
તેનાં પ્રાશ્ચિત શંકર હરશે,

( ચલતી )

જે જન શીખે સુણીને ગાએ, સદાશીવ તણો મહીમાએ
તેનાં પાપ દુઃખ સૌ જાએ, સેવક શીવને લાગે પાએ
નાંખો ભવ ભવનાં દુઃખ વામી. શીવશંકર— ૫

( અરે-અરે-અરે-કીરતાર એ રાગ ) ૭
વિશ્વના છો પ્રભુ સરજન હાર ટેક.
અલ્પ મતિથી વરણુવ કરૂં હું આજ,
નાથ-નાથ-નાથ— વિશ્વના— ૧
લલાટ મધ્યે ચંદ્ર સોહંત,
ડાક ને ડમરૂ વાજંત,
છો પ્રભુ સર્વાંગે વિભૂતી ધરનાર,
નાથ-નાથ-નાથ— વિશ્વના— ૨
અરધાંગે શીવ ઉમીયા બિરાજે
જટામાં ગંગાજી નાર
છો વિભૂ સુગંધીને ચંદનના ધરનાર
નાથ-નાથ-નાથ— વિશ્વના— ૩

સરણે રહીને વિનંતી કરૂં છું,
કષ્ટ નીવારો નીરધાર
થા સાહે હવે મને ભવ જળ તારણ હાર,
નાથ-નાથ-નાથ— વિશ્વના— ૪

---

( પવનમેં પવન ગયા ચાલી એ રાગ. ) ૮

ખડીમેં જટા ધારીકા બાસ, કીયા હે ખડા વહાં કૈલાસ.
બની હે રચના સબ ન્યારી, દેખ કે જાવે મતી હારી.
હાંડી ઝુમર તકતા મણી, શીરપે શેષ નાગકી ફણી.
બીરાજે રાણેશ્વર મહારાજ, પૂરન કરે ભકતોકા કાજ.
મંડપમે મીણા કારીકા કામ, નીરખકે મોહ પામે તમામ.
નાથ હે ત્રિશુળ ખડ્ગધારી, કીની હે નંદીપે અસ્વારી.
લગાતે ભસ્મ સારે અંગ, આભુષણ શોહે ગળે ભુજંગ
ખુબી હે મંદિરકી ભારી, છાંય હે બડલેકી સારી.
પીછાડી આંબલીકા હે ઝાડ, પાસમે બદામકી રહી ડાળ.
સામને રામેશ્વર શોહે, નીરકી જળાધારી હોએ.
આસનમેં શોહે હનુમંત વીર, પાસમે છબી રહી રઘુબીર
શીશપે ગુલાબ ફુલ બારી, સુગંધી નીકળતી હે સારી.
ધુપમેં અગરબત્તી સારી, હોતી આરતીકી તૈયારી.
ઘંટા ઘનનનનન ગાજે, આરતી ઢોલ મૃદંગ બાજે.
સોહે અરધાંગે ઊમીઆં, દાસપે રખતે બોત દયા.
પીતે સદા ભાંગ પ્યાલા, હસ્તમે રહી રૂંઢ માળા.
જે કોઈ કરે ભક્તિસે સેવ. ઊશીકા દુઃખ ટાળે મહાદેવ.
જટામે ગંગા મહારાણી, જીસીકા નીરમળ હે પાણી.
કહતદીન સુણો સબજન, કરેગા શીવકા જેહી ભજન.
હોવેગા ઊશપર શીવ પ્રસન, રખેગા સદા ખુશીમે મન.
ગાતેહે હસ્ત જોડકે દાસ, સેવકકું રખો ચરનકે પાશ.

---

( સારૂં સારૂં રે સુરત શહેર એ રાગ. ) ૯
એક સુણો પ્રભુ આજ, વિનંતિ અમે કરીએ.
ભવ સાગર સંસાર, પાર ઊતરીએ.
અલ્પ મતિથી આજકહું છું, દર્શનનો વિસ્તારરે.
નિર્મળ રૂપ નારાયણ તમારૂં, વદતાં ન આવે પાર-વિનંતી.૧
પીળું પીતાંબર કેશરી ચંદન, કાનમાં કુંડલ સારરે.
બાંહે બાજુબંધ બેરખા શોહે, ગળે ગુંજાનો હાર-વિનંતી.૨
મોર મુગટને મોરલી સુંદર, આરતીનો ઝણકારરે.
એવા પ્રભુના દર્શન પ્રીતથી, કરીએ વારંવાર.-વિનંતી. ૩
ભોજન કરવાને ભેળા બેઠા, લક્ષ્મિજી લેઈ સાથરે.
કાથો ચુનો પ્રભુ લવિંગ એલચી, પાન સોપારી સાથ-વિનંતી.૪
જે નરનારી રાશ આ સુંદર, શીખે સુણેને ગાયરે.
દાસ કહેછે તેનાં પ્રભુજી, પાપ દુઃખ સૌ જાય-વિનંતી. ૫

---

( દાદરો-કાન્તાકેમથશે એ રાગ. ) ૧૦
વિનયથી અમે સ્તવન કરી એરે, વિશ્વનાથ-પ્રાણનાથ-
જગન્નાથ-દિનાનાથ-શરણ-રાખશોરે— ૧
હૃદયમાં પ્રભુ ધ્યાનહું ધરૂંરે, કૃપાનિધાન બહુ બલવાન.
બ્રહ્મસમાન-કરૂં શુભધ્યાંન-કષ્ટ આ નીવારોરે— ૨
અતિ અશક્ત છું, ભક્તિ શું કરૂંરે.
દુષ્કૃતિ મંદમતિ મારીઅતિ વિશ્વપતિ, આપો શદ્‌ગતીરે-૩

---

મહારાજ મહેર કરો પ્રભુજી અર્જ સુણો આવાર, ૧૧
કૃપાકરો નીરધાર— ૧
સ્વાના તુલ્ય જાણું હું જુઠો, સર્વે આ સંસાર;
તેમાં પ્રભુજી તાર— ૨
કામીની મોહ જાળમાં ફસાયો છું આવાર;
તેથી તું પાર ઊતાર— ૩

અશર્ણને પ્રભુ આસરો, તારો પ્રાણાધાર;
નહીં તર નીરાધાર— ૪
હસ્ત મધ્યે શંખ ચક્રજ શોભે, ગદાને પદ્મજ સાર;
ગળે ગુંજાનો હાર— ૫
દાસની વિનંતી પ્રભુજી ધ્યાનમાં ઊતાર,
રાખી મારા પર પ્યાર— ૬

---

(સિંહાનો કાનરો દીપચંદી) ૧૨

પ્રાણપતી સુણો વિનંતી અમારી,
વિનંતિ અમારી વિજ્ઞપ્તિ અમારી ૧
મંદ મતિથી સ્તુતિ શું થાએ,
અકળ ગતી તમારી ન કળાએ. પ્રાણપતિ ૨
વિપરીત કૃતિઓ કરીએ અમે બહુ,
કરૂણા સાગર નીવારો તે સહુ. પ્રાણપતિ ૩
મંગળ કાર્ય કરાવો જગતમાં ભક્તી,
પ્રેમ પ્રભુ આપો તનમાં. પ્રાણપતી ૪
દાસ ઊભો છઊં હસ્ત જોડીને,
ચરણુમાં રાખોકૃતી બંધ તોડીને. પ્રાણપતિ ૫

---

(દશા આ શી થઈ મહારી—એ રાગ.) ૧૩

વિનંતિ આજ સુણો મારી, વદતાં જાણીધું હારી-વિનંતી-
ભરત ભૂમિ પશ્ચિમ તણી જ્યાં છે દ્વારીકા ધામ.
ગોમતીજી રત્નાગરે શોભે સુંદીર સ્યામ.
મહીમા છે પ્રભુ ભારી, વર્ણુવ શું કહુ વારી-વિનંતી આજ. ૧
શંખ ચક્ર-ગદા-પદ્મને મુગુટ કુંડળ સાર,
પીતાંબર પ્રભુ શોભિતું કંઠમાં પુષ્પના હાર,
દર્શનની છે છબી પ્યારી, અહરનીશ રાખો સુખકારી-વિ- ૨
કૌરવ પાંડવ ભ્રાતમાં દારૂણ યુદ્ધ રચાય,
તજીને કૌરવ એકલા, કરી પાંડવનો સહાય,
ભક્ત આધિન મુરારી તમારી છે ગતિ ન્યારી-વિનંતી- ૩

પ્રલ્હાદ સરખા ભક્તને, ઊગારવાનેરે કાજ.
નરસિંહ રૂપ ધર્યું તમે, નારાયણ મહારાજ.
હીરણ્યાકશ્યપને મારી, લીધો પ્રલ્હાદ ઊગારી-વિનંતી- ૪
અનાથ જનના નાથ છો, તમે ગોવિંદ ગોપાળ.
દાસની આ ચિત્તમાં ધરો, વિનંતિ દીન દયાળ.
શીખે સુણે ગાય નરનારી, પાપ દુઃખ કાપો મુરારી-વિ- ૫

---

અર્જ સુણો એક મારીરે, પ્રભુ અર્જ સુણો એક મારી-મારી. ૧૪
વૈકુંઠપુરીમાં વાસ કરો છો, મંદિર રચના ભારીરે-પ્રભુ૦
પીળું પીતાંબર પ્રભુજીએ ધરીઊં. સાથ માં લક્ષ્મીજી પ્યારીરે-પ્ર.
બાહુ મધ્યે બાજુબંધને બેરખા, મોરલી મુખમાં સારીરે-પ્રભુ૦
સુવર્ણના કાને કુંડળ શોભે, મુગટપર જાઊં વારીરે-પ્રભુ૦
હસ્ત જોડીને અર્જ કરૂંછું શાહે થાઓને મુરારીરે-પ્રભુ૦

---

## કાલીંગડો ઠુંમરી ૧૫

( પ્રીયા મારીરે પ્રાણ થકીતું છે પ્યારીરે—એ રાગ. )
અહો પ્રભુ સાંભળોને મુજ આ પુકારરે—ટેક.
દર્શનથી દીલ આનંદ રહે છે, વર્ણન કહું વારંવારરે-અહો-૧
પ્રથમ કહું પ્રભુ શૃંગાર તમારો, સાહેતા કરજો આવારરે-અહો-૨
ધરીઆં છે ઊત્તમ વસ્ત્રજ અંગે, આભુષણનો નહીં પારરે-અ-૩
શંખને પદ્મ બે ભુજામાં સોહે, ચક્ર ગદા હથીઆરરે-અહો-૪
શોભિતુ સુંદીર ગરૂડ વાહન, મુગટે તેજ અપારરે-અહો-૫
જે જન શીખે સુણેને ગાએ, પ્રભુ પદનો વિસ્તારરે-અહો-૬
દાસ કહે છે તેહનાં પ્રભુજી, કષ્ટ કાપો નીરધારરે-અહો-૭

---

( દાસી તું બહારી જા એ રાગ. ) ૧૬
જગદીશ સાહે થા આ સંસાર છે વૃથા.
વૈકુંઠપુરીમાં વાસ કરો નીરધાર—એવાર.
સ્તુતી કરૂં અલ્પ મતિથી પ્રભુ વારંવાર,

હે વિભૂ—નિભાવોને-શરણે રહું સદા-જગદીશ૦
મોર મુગટ પીતાંબર સુંદીર સાર—એવાર.
હસ્ત મધ્યે શંખ ચક્રજ શોહે, ગળે ગુંજાનો હાર.
હે પ્રભુ—છો કૃપાળુ-સંકટ ટાળો આ-જગદીશ.
કલીયુગે ધર્યો છે બુદ્ધાવતાર—એવાર.
દ્રોપદીનાં પ્રભુ ચીરજ પુરી કૌરવ માર્યા સાર.
છો દયાળુ-તમે માયાળુ-અર્જ સુણો આ-જગદીશ.

---

દયાળુ-દેવી-સુણ-મારો-પુકાર ૧૭
માતશું કહું બારંવાર
દર્શનની-લેહેરથી-દિલ-મગન
ગુણ-ગાવાતે-થાએ મન-દયાળુ૦
પ્રથમ-વદુ-માજી-તારો-શૃંગાર
સાહે-થા-તું મને આવાર-દયાળુ૦
નૌતમ સોહેજી વસ્ત્ર શરીર
સ્નાન-માનસરોવર-તીર-દયાળુ૦
ઊત્તમ-અભુક્ષણ-શોહીએ અંગ
બેની-ચોસઠનો-સાથે સંગ-દયાળુ૦
શોભીતું સુંદિરછે હંસ વાહન
દાસ-ચહેછે-રૂદે-રાન-દયાળુ૦

---

( ઘમ ઘોર ઘેરાયો ઘન ભારી એ રાગ. ) ૧૮
પ્રભુ અકળ કળા ગતિ તારી—એવાર
દાસ આ વરણવ મુખ થકી કરે સૌ
અકળ કળા ગતિ તારી—પ્રભુ—૧
અહર નીશ પ્રભુ ધ્યાનજ ધરતો
નીશ-દીન-સમરણ કરતોજી
બાળક અપરાધી જાણો પ્રભુ મુજને
તુચ્છ મતિ હરો મારી—પ્રભુ—૨

દુઃખજ કાપી સુખજ કરજો
પાપજ સર્વ હરજો જી
દિન-દિન-ભક્તિ-પ્રભુ—અંતર ધરીએ
એવી મતીધો મુરારી—પ્રભુ
મામા કંસનું વેરજ વાળ્યું,
તાતનું વચનજ પાળ્યુંજી
બંધન સર્વે છોડી પ્રભુજી
કીધાં અતિ સુખ કારી—પ્રભુ
વામનજીનું રૂપજ ધરીને
બળીનું કારજ કરીનેજી
ત્રણ પગલમાં પૃથ્વી માગીને
રાયને નાંખ્યો સંહારી—પ્રભુ
મનની ઇચ્છા પુરણ કીજે
અરજ ઉરમે લીજેજી
પ્રભુ-પ્રભુ-પ્રભુ-પ્રભુ-રટણજ કરીએ
ઈશગતિ બલી હારી—પ્રભુ
દ્વારામતિમાં શરણે આવી
રહ્યાં સર્વ નરનારી
હસ્ત જોડીને દાસ કહે છે
અરજ શાંભળો મારી—પ્રભુ

---

( સ્વામીનાથ—સ્વામીનાથ—સ્વામીનાથરે—એ રાગ. ) ૧૯

ઇષ્ટિનાથ-ઇષ્ટિનાથ-ઇષ્ટિનાથરે
વિશ્વપતિ મંદમતિ કાપોનાથરે-કાપોનાથરે
પ્રભુ તમારી અકળ ગતિ કોનહીં કળે
દુઃખ જાય સુખ થાય પાપ સૌ બળે-પાપ સૌ બળે
અસાર આ સંસાર મધ્યે નાવજે ફરે
તમ પ્રતાપથી પ્રભુજી બુંડનાં તરે-બુંડતાં તરે
કામ—ક્રોધ—મોહ—લોભ—જેહપરહરે
આ સમુદ્રમાંથી તેહ પાર ઉતરે-પાર ઉતરે

૫૮૫૫



ભક્તને તમે પ્રભુજી સાહેતા કરો
દાસની વિનંતી પ્રભુ ધ્યાનમાં ધરો–ધ્યાનમાં ધરો.

---

સકળ જગતનારે પ્રભુ ઈશ–પાએ નામું હું શીશ. ૨૦
કર્તા—હર્તા—ધર્તા—નિયંતા—( બેવાર )
સત્–ચિદ્–આનંદ સ્વરૂપ–બ્રહ્માંડ સર્વનો ભૂપ–
કૃતિ તમારી પ્રભુજી અનૂપ–સરિતા–સરોવરને કૂપ–
કર્તા—હર્તા—ધર્તા—નિયંતા—( બેવાર )
માયા તમારીનો નહીં પાર, વ્યાપક છો ઠારોઠાર.
અગમ નિગમ એ ઊચ્ચાર–મહેર કરજો કરૂણાધીશ.
ખરે હું–પાપી છું–પ્રભુ તું–સાહે થા—( બેવાર )
પચમહાભૂતમાં વાશ, પૃથ્વી—પ્રાણી—આકાશ—
વાયુ–અગ્નિ–સર્વે–પાશ–અમથી જુદો નહીં નિમીશ.
ભૂધર—ભૂપર—અંતર—નથી કાંઈ—( બેવાર )

---

અર્જ મારી ધર ધ્યાનમાં વિભૂ તું ૨૧
ધ્યાન ધર વિનંતિ મહારાજ,
પ્રીતે ગુણ ગાઊં આજ,
પ્રભુજી ઓચરીએ—( બેવાર )
ઊમીયા પતિ— અર્જ મારી
ચરણમાં હું પ્રભુજી ધરૂં શીશ
શીશ–નામું–ઈશ–શરણ–હું–રહીશ—
દયાળુ–મયાળુ–દુઃખભંજન–જગદીશ—ચરણ માં૦
અંતરયામી–છો–નિશકામી પ્રભુ પરમેશ,
અમપર અતિ દયા લાવી કષ્ટ હરો મહેશ.
આજે—સ્તુતિ—કરી. ઊરે—ધરો—હરી.
રહેમ–લાવો–દીન–દાસપર–સર્વ તજીને રીશ ચરણમાં,

---

અરે દુષ્ટ મન તુજને હું વિનવું પ્રભુ ભજવા. ( ટેક ) ૨૨
આતન-ઊત્તમ-માંડ-મળ્યું છે, કર તું સફળ સુધારીને
સમય ગયો પાછો નહીં આવે, અકલિત વાત
વિચારીને—દુષ્ટ મન૦
આશા-તૃષ્ણા-ને કર અળગી, વિનય વિવેક વધારીને.
ધામ-ધરા-ધનનો-મદ-મેલી, કામાદીક અરી
મારીને—દુષ્ટ મન૦
ઘટ-ઘટ-વ્યાપક-એક-અખંડીત-અંતરમાંહી ઊતારીને.
ધર્મ—કર્મ ને પાળ—નિરંતર—શુભ ગુણને
સંભારીને—દુષ્ટ મન૦

.....................

પ્રભુજીને ( ૨ ) શરણે જાવું-નીજચરણે શીશ નમાવું-ટેક ૨૩
ઠામો ઠામછે તુજ સ્વરૂપ—
કહેવાઓ જગતના ભૂપ—
રહો વૃક્ષ જમીનને કૂપ—
કહેદાશ ( ૨ ) તુજ ગુણ ગાવું—નીજ ચરણે— ૧
રહે અંતઃકરણમાં વાસ—
સહુજન ધરે નીજ આશ—
નરસિંહ રૂપેછે પ્રકાશ—
જીમેજશ-( ૨ ) ગાવાને આવું—નીજ ચરણે— ૨
ગોવિંદને રાખો પ્રસન્ન—
પાળો સૌ ધર્મ એજન—
લહો એમ રહે ત્યાં તન—
જીતોસૌ ( ૨ ) હું બાજી બતાવું—નીજ ચરણે— ૩
દ્વારકામાં પ્રભુનો વાશ—
રહ્યા ગોમતીજીની પાશ—
કાપે સરવેના ત્રાસ—
કહેદાશ ( ૨ ) તુજ ગુણ ગાઊં—નીજ ચરણે— ૪

ભકતો જન ભક્તિ કરવાને ધારણ કરજો શક્તિવીર   ૨૪

પાપ સંહારે પુન્ય વધારે હમેશ રાખે શુદ્ધ શરીર ટેક ભકતો૦

સેવાની ચલાવો ધુન. ધન ન ન ન ન

ખરે ચીત ધરી પ્રીત. રાખો એવી સારી રીત–ભકતોજન–૧

સુખ–ગૃહી–દુઃખ તજો તન ન ન ન ન

ભક્તિ પુર–લાવી સુર–કરો દાસ સૌ જરૂર–ભકતોજન—૨

કષ્ટ રૂપી પાણુ ફેંકો–ફન ન ન ન ન

દયામાન–ધરી ગ્નાન–ખેંચો ભકિતની કમાન—ભકતોજન–૩

કામ—ક્રોધ—મોહ—છોડો છન ન ન ન ન

કરો–તાલ–ધરોખ્યાલ–થશો ભજીને નીહાલ—ભકતોજન—૪

દાસની વિનંતી ધરો તન મન ન ન ન ન

પ્રભુ પ્રેમ—રાખીએમ—લાવી કૃપાકરો રહેમ ભકતોજન–૫

---

(શ્રીજગતપતી પ્રભુ આપ સન્મતિ—)   ૨૫

રણછોડ દયા કરો, દુઃખ ભકતનાં હરો

દાસની વિનંતિ પ્રભુ ધ્યાનમાં ધરો—રણછોડ—૧

ભરત ખંડની પશ્ચિમ બાજુ આવ્યું દ્વારકા ધામ

દ્વારકેશ ત્યાં રાજ કરેછે પ્રભુ જે શુંદિરસ્યામ–રણછોડ–૨

વાસુદેવ મહારાજ બીરાજે દેવકીજી સન્મુખ

હલધર બંધુપાસે શોભે, ટાળે સૌનાં દુઃખ-રણછોડ—૩

ત્રિવિક્રમજી કલ્યાણજી પાસે પાછળ પટરાણી

સોળ સહસ્રને અષ્ટછે નારી, પ્રભુની ધણી આણી-રણ૦-૪

રાધા લક્ષ્મિને સત્યભામા, જાંબુવંતીની જોડ

પરમ કૃપાળુ પ્રભુએ નારી, સૌનાપુર્યા કોડ—રણ૦—૫

અંબાજી પુરૂશોત્તમજીને, ગુરૂ દત્તાત્રી પાશ

કોલવો કેશર કુશેંશ્વરજે, કાશીવિશ્વનો વાશ–રણ૦—૬

માધવ રાધા કૃષ્ણજી શોભે, લક્ષ્મિનારાયણ
પ્રીતે કૃષ્ણના દર્શન કરવા, આવ્યા સર્વજન—રણ૦-૭
ગામની પશ્ચિમ બાજુ બીરાજે, સિદ્ધનાથ મહારાજ
દર્શન કરવાથી સૌજનના, સરસે સઘળાંકાજ—રણ૦-૮
એવા પરમ કૃપાળુ પ્રભુની કરોને સૌજન સેવ
ભવ સાગરથી મુક્ત કરાવે, ઈષ્ટનાથ મહાદેવ—રણ૦—૯
ઊતમ એવું ધામજ જાણો, થાય ન જેનું મૂલ્ય
દેવાલયથી શુંદર શોભે, સ્વર્ગ પુરી સમતુલ્ય—રણ૦-૧૦
અલ્પ મતિથી શીવ પ્રભુનો, દાસ કહે વિસ્તાર
ભૂલ ચુકની માટે માફી, માગું વારંવાર—રણછોડ૦-૧૧






"इश्वर प्रार्थना" निचेनै ठिकाणेथी रोकडी किंमते मळशे.

મુંબઈમાં—ઠાકર છગન જગજીવન.

દ્વારકાં—ઠાકર લાલજી પ્રાગજીની દુકાને કાપડ બજારમાં તથા—બુકસેલર ભુદરજી ગોપાળજી અને રામજી દયારામની દુકાનેથી.

બેટ શંખોધાર—વાયડા કરશનદાશ જેકૃષ્ણ.

---

# તૈયાર છે

| | | કિંમત. રૂ. આ. પૈ |
|---|---|---|
| શ્રીકૃષ્ણ ભક્તિચંદ્રિકા ... | ... ... | ૦—૪—૦ |
| હુંડીના હિસાબની ચોપડી ... | ... | ૦—૪—૦ |
| આર્યહિતોપદેશ ... | ... ... | ૦—૧—૦ |
| મોક્ષપાઠ—આવૃત્તિ બીજી ... | ... | ૦—૧—૦ |

ખાંનગીમાં અંગ્રેજી ભણનાર તથા સ્કુલમાં ભણતા વિદ્યાર્થીઓને અતીઉપયોગી આજસુધી બાહાર નહીં પડેલી **"વાક્યાર્થ"** એ નામની ચોપડી, જેની અંદર વ્યાકરણ, ભુગોલ, અંકગણીત વગેરેને લગતા શબ્દો ઈંગ્રેજી શબ્દ સાથે ગુજરાતી ભાષામાં છે. આ શિવાય બીજાં કેટલાંક વપરાતાં ઈંગ્રેજી વાક્યોનો ગુજરાતીમાં તરજુમોછે, જેથી ઈંગ્રેજી ભાષા જાણવા ઈચ્છનારાઓને ભાષા શિખવા એક સારો ભોમીયો થઈ પડ્યું છે. કિંમત માત્ર એક આનો.— પત્રવ્યહાર સુતાર ચાલી—મુંબઈ

**કાલિદાસ મોતિરામ દ્વિવેદી વાંકાનેરકર**

મેનેજર—વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસ.